# પાઠ ૯.

## નામ-યોગી ( Prepositions )

**I sit in the class હું વર્ગમાં બેસું છું.**
**He takes a toy from the box**
**તે પેટીમાંથી રમકડું લે છે.**

ગુજરાતીની જેમ અંગ્રેજીમાં નામની વિભક્તિનો સવાલ અગત્યનો નથી, કારણ કે તેને જુદા જુદા પ્રત્યયો લગાડીને તેનાં જુદા જુદા અર્થનાં રૂપ કરવામાં આવતાં નથી નામયોગી અવ્યયની મદદથી આ પ્રશ્ન બહુ સરલ રીતે ઉકેલવામાં આવ્યો છે.

નામની (અથવા સર્વનામની) સાથે જોડાયેલા અવ્યયને **નામયોગી** કહેવામાં આવે છે.

**In, on, under, from, near,** એ પાંચ નામયોગીના ઉપયોગ નીચે આપેલા છે. બીજા નામયોગી વિષે તમે હવે પછી શીખશો.

| | |
|---|---|
| વર્ગમાં in the class | વર્ગની અંદર in the class |
| મેજ ઉપર on the table | મેજની ઉપર on the table |
| ખુરશી નીચે under the chair | ખુરશીની નીચે under the chair |
| ઝાડમાંથી from the tree | ઝાડ ઉપરથી from the tree |
| બારણા પાસે near the door | બારણાની નજીક near the door |

**સૂચના:**-ખાસ ધ્યાનમાં રાખવું કે ગુજરાતીમાં નામયોગી અવ્યય નામની પછી આવે છે, પણ અંગ્રેજીમાં તે નામની પહેલાં મુકાય છે, જેમકે મેજ ઉપર on the table, બારણા પાસે near the door, ઝાડ ઉપરથી from the tree.

## નામ

| | |
|---|---|
| ટેબલ a table | છાપરૂં a roof |
| સ્લેટ a slate | નદી a river |
| ખુરશી a chair | મા, માતુશ્રી a mother |
| ખાટલો a cot | ફુલ a flower |
| માથું a head | વાડી a garden |
| મિત્ર a friend | પારણું a cradle |
| શેત્રંજી a carpet | વરસાદ rain |
| ખેતર, મેદાન a field | ઘઉં wheat |
| વાદળું a cloud | રોટી bread |
| બારી a window | ક્રિકેટ cricket |

**1.** The moon shines *in* the sky. **2.** The baby sleeps *in* a cradle. **3.** They sit *on* a carpet. **4.** The boy writes *on* a slate. **5.** I sit *near* the table. **6** The child plays *near* the mother **7.** Rain falls *from* the clouds. **8.** We make bread *from* wheat. **9.** She takes a pencil *from* the box. **10.** He stands *under* a tree.

**૧.** અમે નદીમાં તરીએ છીએ. **૨.** પક્ષી આકાશમાં ઉડે છે. **૩.** ગાય ખેતરમાં ચરે છે. **૪.** છોકરા મેદાનમાં ક્રિકેટ રમે છે. **૫.** તે ઘડીયાળને પેટીમાં મુકે છે. **૬.** ઝાડ ઉપરથી કેરી પડે છે. **૭.** તે નિશાળમાંથી આવે છે. **૮.** અમે બારીમાંથી મિત્રને બોલાવીએ છીએ. **૯.** વાંદરો છાપરા ઉપરથી કુદે છે. **૧૦.** હું વાડીમાંથી ફુલો લાવું છું. **૧૧.** જયન્ત ખાટલા પર સુવે છે. **૧૨.** શિક્ષક ખુરશી ઉપર બેસે છે. **૧૩.** અમે બાંકડા ઉપર બેસીએ છીએ. **૧૪.** હું ટોપી માથે મુકું છું. **૧૫.** અહમદ (Ahmed) બારી પાસે બેસે છે. **૧૬.** સુશીલ વાડી પાસે રમે છે. **૧૭.** કુતરો દરવાજા પાસે ઉંઘે છે. **૧૮.** અમે છાપરા નીચે ઉભા રહીએ છીએ. **૧૯.** સિંહ ઝાડ નીચે ઉંઘે છે. **૨૦.** તમે ચોપડી ટેબલ નીચે મુકો છો.

# પાઠ ૧૦.

## To be ક્રિયાપદનો વર્તમાનકાળ

**I am a student હું વિદ્યાર્થી છું.**
**Milk is white દુધ સફેદ હોય છે.**
**The book and* the slate are on the table**
**ચોપડી અને સ્લેટ ટેબલ ઉપર છે.**

ઘણીખરી ભાષાની જેમ અંગ્રેજીમાં પણ **હોવું** to be ક્રિયાપદનાં રૂપ અનિયમિત રીતે થાય છે, તેથી નીચે આપેલાં રૂપ ખાસ યાદ રાખવાં.

હોવું to be નાં વર્તમાનકાળનાં રૂપ.

| **એકવચન** | **બહુવચન** |
|---|---|
| ૧લો પુ. **I am હું છું.** | **We are અમે-આપણે છીએ.** |
| ૨જો પુ. **You are તું છે.** | **You are તમે છો.** |
| ૩જો પુ. **He / She / It** } **is તે છે.** | **They are તેઓ છે.** |
| **A boy is છોકરો છે.** | **Boys are છોકરા છે.** |

**સૂચના:**—"હોવું" ક્રિયાપદ અપૂર્ણ ક્રિયાસૂચક છે એટલે કે અધુરૂં છે. હું છું, દુધ હોય છે, ચોપડી છે, એવું બોલવાથી અર્થ પુરેપુરો સમજાતો નથી, પરંતુ હું વિદ્યાર્થી છું, દુધ સફેદ હોય છે, ચોપડી ટેબલ ઉપર છે, એમ બોલીએ ત્યારે વાક્યનો અર્થ બરાબર સમજાય છે. આ વાક્યોમાં વિદ્યાર્થી, સફેદ, ટેબલ ઉપર, એ શબ્દો

---

* and=અને. ઉભયાન્વયી અથવા જોડક અવ્યય છે. તે શબ્દો તથા વાક્યોને જોડે છે, અને અંગ્રેજીમાં પણ ગુજરાતીની જેમજ વપરાય છે. બીજા જોડક (conjunctions) વિષે તમે આગળ શીખશો.

ક્રિયાપૂરક કહેવાય છે. **ક્રિયાપૂરક** એટલે ક્રિયાપદનો અર્થ પૂરો કરનારા શબ્દો. ધ્યાનમાં રાખવું કે અંગ્રેજીમાં આવા શબ્દો ક્રિયાપદની પછી મુકાય છે.

## વિશેષણ

| | |
|---|---|
| **a good boy** | **a good girl** |
| સારો છોકરો | સારી છોડી |
| **a good child** | **good boys** |
| સારૂં છોકરૂં | સારા છોકરા |
| **the red cow** | **an idle man** |
| રાતી–લાલ ગાય | આળસુ માણસ |

ગુજરાતીમાં કેટલાંક વિશેષણો વિકારી અને કેટલાંક અવિકારી હોય છે ( જેમકે "રાતો" વિકારી, "લાલ" અવિકારી ), પરંતુ અંગ્રેજીમાં બધા વિશેષણો અવિકારી છે, એટલે કે તેનાં જાતિ અને વચન પ્રમાણે જુદાં જુદાં રૂપ થતાં નથી. જેમકે સારો છોકરો **a good boy**, સારી છોડી **a good girl**.

આપણે ત્રીજા પાઠમાં જોયું કે સંખ્યાવાચક નામ એકવચનમાં હોય તો તેની પહેલાં **a, an** અથવા **the** આર્ટીકલ મુકાય છે. જ્યારે નામને વિશેષણ લાગેલું હોય ત્યારે આર્ટીકલ વિશેષણની પહેલાં મુકવો. જેમકે છોકરો **a boy**, સારો છોકરો **a good boy.**

વળી ધ્યાનમાં રાખવું કે વિશેષણના પહેલા અક્ષરનો ઉચ્ચાર સ્વર જેવો હોય તો **an** મુકાય, અને વ્યંજન જેવો હોય તો **a** મુકાય. જેમકે **a good boy, an idle man.** જો બે વિશેષણ હોય, તો પહેલા વિશેષણ પ્રમાણે આર્ટીકલ મુકવો, જેમકે **an old red cap** જુની લાલ ટોપી, **a red old cap** લાલ જુની ટોપી.

## વિશેષણ

| | |
|---|---|
| સફેદ, ધોળુ white | સારો, ભલો good |
| લીલું green | નઠારો, ખરાબ bad |
| લાલ, રાતું red | આળસુ idle |
| કાળું black | પ્રમાણિક honest |
| ભુરૂં, વાદળી blue | સ્હેલું easy |
| પીળું yellow | જોરાવર, મજબૂત strong |
| ગુલાબી pink | નબળો weak |
| કાબરચિતરૂં gray | જુનું, ઘરડું, મોટું (ઉમરમાં) old |
| તપખીરી brown | મોટું (કદમાં) big, large |
| જાંબલી purple | ગોળ round |

1. He *is an* idle boy. 2. We *are* seven. 3. She *is a* good girl 4. They *are* bad boys. 5. Roses *are* pink. 6. It *is a* yellow button. 7. You *are an* honest man. 8. The window *is* brown. 9. I buy *a* red *and* blue pencil. 10. We see *a* gray horse.

**સૂચના:—**"તે" શબ્દનો તરજુમો કરવામાં ધ્યાન રાખવું.

૧. હું જોરાવર છું. ૨. આપ ભલા છો. ૩. તે નબળો છે. ૪. તે નબળી છે. ૫ તે સ્હેલો પાઠ છે. ૬. આકાશ વાદળી છે. ૭. ઘાસ લીલું હોય છે. ૮. સોનું પીળું હોય છે. ૯. સ્લેટ કાળી હોય છે. ૧૦. તે ડોસો (ઘરડો માણસ) છે. ૧૧. તે ડોસી (ઘરડી બાઇ) છે. ૧૨. તે જુનું ઘડીયાળ છે. ૧૩. તે આળસુ છોકરા છે. ૧૪. તેઓ વર્ગમાં છે. ૧૫. બાલુ પ્રમાણિક છોકરો છે. ૧૬. પૃથ્વી ગોળ છે. ૧૭. લાલ ચોપડી મોટા ટેબલ ઉપર છે. ૧૮. સારા છોકરા રોજ વાંચે છે. ૧૯. હું પીળો દડો લઉં છું. ૨૦. અબ્દુલ જાંબલી ટોપી ખરીદે છે.

# પાઠ ૧૧.

## સર્વનામી-વિશેષણ

## ( Pronominal adjectives )

| | |
|---|---|
| **This is my book.** | **These are my books.** |
| **આ મારી ચોપડી છે.** | **આ મારી ચોપડીઓ છે.** |
| **That house is big.** | **Those houses are big.** |
| **તે ઘર મોટું છે.** | **તે ઘરો મોટાં છે.** |
| **He is an honest man.** | **That man is honest.** |
| **તે પ્રમાણિક માણસ છે.** | **તે માણસ પ્રમાણિક છે.** |
| **They are good boys.** | **Those boys are good.** |
| **તે સારા છોકરા છે.** | **તે છોકરા સારા છે.** |

અંગ્રેજી ભાષામાં સર્વનામ કોઇ નામનો ગુણ અથવા સંબંધ દેખાડે, ત્યારે તેને **સર્વનામી-વિશેષણ** કહેવામાં આવે છે.

એવાં કેટલાંક સર્વનામી-વિશેષણો નીચે આપ્યાં છે:—

| | |
|---|---|
| મારૂં my | આ (એકવચન) this |
| અમારૂં, આપણું our | આ (બહુવચન) these |
| તારૂં, તમારૂં આપનું your | તે, પેલો (એકવચન) that |
| તેનું (નરજાતિ) his | તે, પેલો (બહુવચન) those |
| તેનું (નારીજાતિ) her | દરેક each, every |
| તેનું (નાન્યતરજાતિ) its | કોઇ, કાંઇક, કેટલુંક, કેટલાંક, થોડુંક } some |
| તેમનું, તેઓનું their | |

**નિયમ.** સંખ્યાવાચક નામ એકવચનમાં હોય, ત્યારે તેની પહેલાં આર્ટીકલ મુકવો જોઇએ, એવું તમે શીખ્યા છો, પરંતુ તે નામની પહેલાં સર્વનામી-વિશેષણ આવે ત્યારે આર્ટીકલ મુકાતો નથી. જેમકે ચોપડી a book, મારી ચોપડી my book, આ ચોપડી this book.

**સૂચના. ૧.** "આ" અને "તે" ફક્ત એ બે વિશેષણો અંગ્રેજીમાં વિકારી છે. એકવચનના નામ પહેલાં **this** અને **that** વપરાય છે, અને બહુવચનના નામ પહેલાં **these** અને **those** વપરાય છે.

**સૂચના. ૨.** "તે" શબ્દનું અંગ્રેજીમાં ભાષાંતર કરતી વખતે ખાસ ધ્યાન રાખવાની જરૂર છે.

(a) "તે" સર્વનામ હોય (**એકલું આવે**) ત્યારે તેને માટે જાતિ અથવા વચન પ્રમાણે he, she, it કે they વાપરવું.

(b) "તે" એટલે "પેલો" એવો અર્થ સમજાતો હોય, અથવા "તે" વિશેષણ હોય (**નામની પહેલાં આવે**) ત્યારે that કે those વાપરવું.

(c) ગુજરાતીમાં "તે" ને બદલે "એ" શબ્દ પણ વપરાય છે, ત્યાં "એ" નો તરજુમો "તે" પ્રમાણે કરવો.

## નામ

| | |
|---|---|
| કલમ a pen | ફૂટપટ્ટી a ruler |
| ટાંક a nib | ડસ્ટર a duster |
| શાહી ink | ચાવી a key |
| ખડીઓ an inkpot | તાળું a lock |
| નકશો a map | ઘડીયાળ (મોટું) a clock |
| ટાંચણી a pin | રાજા a king |
| ઘોડી an easel | રાણી a queen |
| દિવાલ a wall | સમયપત્રક a time-table |
| સીલીંગ a ceiling | ચાક a chalk-stick |
| જમીન (ઘરની અંદરની), ભોંયતળીયું a floor | પાટીયું (કાળું) a black-board |

1. *He* is *our* teacher. 2. *She* is *his* mother. 3. *It* is *her* lock. 4. *This* chalk-stick is white. 5. *These* lessons are easy. 6. *That* wall is red. 7. *Those* rulers are good. 8. *Each* boy reads *his* book. 9. I take *some* milk. 10. *Some* boys play and *some* boys swim.

૧. તે રાજા છે. ૨. તે રાણી છે. ૩. તે ઘડીયાળ છે. ૪. આ સમયપત્રક છે. ૫. આ શાહી કાળી છે. ૬. આ મારો ખડીયો છે. ૭. આ તમારી ટાંચણીઓ છે. ૮. આ ઘોડા ઘાસ ખાય છે. ૯. એ ડસ્ટર છે. ૧૦. એ સીલીંગ સફેદ છે. ૧૧. તે બાંકડા જમીન ઉપર છે. ૧૨ તે કલમ લે છે. ૧૩. હું તે કલમ લઉં છું. ૧૪. તે કેટલીક ચાવીઓ લાવે છે. ૧૫. તે છોકરી નકશો ઉઘાડે છે. ૧૬. તે છોકરો પાટીયાને ઘોડી ઉપર મુકે છે. ૧૭. કેટલીક ટાંક સારી છે, અને કેટલીક ખરાબ છે. ૧૮. ઇશ્વર દરેક માણસને ચાહે છે. ૧૯. તેઓના રાજા ભલા છે. ૨૦. અમારા શિક્ષક પ્રમાણિક છે.

# પાઠ ૧૨.

## નામનું અનિયમિત બહુવચન

**૩૨ દાંત 32 (thirty-two) teeth**

**૧૦૧ હરણ 101 (one hundred and one deer)**

નામનું બહુવચન કરવું હોય તો s કે es પ્રત્યયો લગાડવામાં આવે છે, તે નિયમો તમે ચોથા પાઠમાં શીખ્યા, પરંતુ થોડાંક નામ એવાં છે કે જેનું બહુવચન અનિયમિત રીતે કરવામાં આવે છે. એવાં બહુ વપરાતાં નામ નીચે આપેલાં છે.

| નામ | એકવચન | બહુવચન |
|---|---|---|
| માણસ, નર | a man | men |
| બાઇ, સ્રી | a woman | women |
| બળદ | an ox | oxen |
| બાળક, છોકરૂં | a child | children |
| ઉંદર | a mouse | mice |
| જૂ | a louse | lice |
| (૧) પગ. (૨) ફુટનું માપ | a foot | feet |
| હંસ | a goose | geese |
| દાંત | a tooth | teeth |
| ઘેટું | a sheep | sheep |
| હરણ | a deer | deer |
| પૈસો (છુટો) | a pice | pice |
| વાળ | a hair | hair* |
| કપડાં | ......... | clothes † |
| લોકો | ......... | people † |

* જથ્થાવાચક તરીકે એકવચનમાં પણ વપરાય છે.

† અંગ્રેજીમાં ફક્ત બહુવચનમાં વપરાય છે.

વિશેષણ

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૨૧ | 21 | (twenty-one) | ૪૦ | 40 | (forty) |
| ૨૨ | 22 | (twenty-two) | ૫૦ | 50 | (fifty) |
| ૨૩ | 23 | (twenty-three) | ૬૦ | 60 | (sixty) |
| ૨૪ | 24 | (twenty-four) | ૭૦ | 70 | (seventy) |
| ૨૫ | 25 | (twenty-five) | ૮૦ | 80 | (eighty) |
| ૨૬ | 26 | (twenty-six) | ૯૦ | 90 | (ninety) |
| ૨૭ | 27 | (twenty-seven) | ૧૦૦ | 100 | (hundred) |
| ૨૮ | 28 | (twonty-eight) | ૧૦૧ | 101 | (one hundred and one)* |
| ૨૯ | 29 | (twenty-nine) | | | |
| ૩૦ | 30 | (thirty) | ૧૦૦૦ | 1000 | (thousand) |

**વર્ગમાં વારાફરતી એકથી બસો સુધી અંગ્રેજી નંબર બોલો.**

૧. પચીસ† બાળકો. ૨. બસો ઉંદર. ૩. ચાલીસ ફુટ. ૪. ચોસઠ પૈસા. ૫. ત્રણ જૂ ૬. પાંચસો લોકો. ૭. નવાણું બળદ. ૮ બે પગ. ૯. સત્તાસી ઘેટાં. ૧૦. ચાર કાળા વાળ. ૧૧. છપ્પન હંસ. ૧૨. એકોતેર કપડાં. ૧૩. ચાર હજાર માણસો. ૧૪. એકસો આઠ સ્ત્રીઓ. ૧૫. તમારા દાંત મજબૂત છે. ૧૬. એના વાળ ધોળા (gray) છે. ૧૭. આ બાઇઓ કપડાં ધોવે છે. ૧૮. માણસો બાળકોને ચાહે છે. ૧૯. તે જૂ છે. ૨૦. એ લોકો ભલા છે.

---

* Thirty-one, thirty-two એ પ્રમાણે ૧૦૦ સુધી બોલાય, પણ ૧૦૧ કહેવું હોય તો one hundred *and* one એ પ્રમાણે *and* ઉમેરીને બોલાય. જેમકે ૪૨૫ four hundred and twenty-five.

† Figures and pronunciations only may be taught.

# પાઠ ૧૩.

## નામની સંબંધ-વિભક્તિ

| | |
|---|---|
| **A boy's book** | **Boys' school** |
| **છોકરાની ચોપડી** | **છોકરાઓની નિશાળ** |
| **Men's hands** | **The wall of the house** |
| **માણસોના હાથ** | **ઘરની દિવાલ** |

અંગ્રેજીમાં નામની વિભક્તિનાં જુદાં જુદાં રૂપ કરવામાં આવતાં નથી, પરંતુ પ્રત્યયોને બદલે નામયોગી વાપરવામાં આવે છે, તે તમે નવમા પાઠમાં શીખ્યા.

ફક્ત સંબંધ વિભક્તિમાં, ગુજરાતીમાં **જેમ નો, ની, નું,** વગેરે પ્રત્યય લગાડવામાં આવે છે, તેમ અંગ્રેજીમાં **'s** (apostrophe–ઍપોસ્ટ્રોફી **s**) લગાડવામાં આવે છે, જેમકે છોકરાની ચોપડી a boy's book, બળદનું પુંછડું an ox's tail.

નો, ની, નું, વગેરે પ્રત્યયનો તરજુમો નામયોગી **of** થી પણ કરવામાં આવે છે, જેમકે છોકરાની ચોપડી the book of a boy, બળદનું પુંછડું the tail of an ox.

### નિયમ

(૧) જો જીવવાળાં પ્રાણીનું નામ હોય, તો **'s** લગાડાય અથવા **of** વપરાય. જેમકે the boy's book અથવા the book of the boy.

(૨) જો નાનાં જીવડાં અથવા જીવ વગરનાં પદાર્થનું નામ હોય તો ફક્ત **of** વપરાય. જેમકે ઘરની દિવાલ the wall of the house, ઘઉંની રોટી the bread of wheat; પણ the house's wall, the wheat's bread એમ નહિ.

## સંબંધ-વિભક્તિનો 's લગાડવાના નિયમો

(૧) જો નામ એકવચનમાં હોય તો 's લગાડવો. જેમકે છોકરાની ટોપી a boy's cap.

(૨) જો નામ બહુવચનમાં હોય, અને તેને બહુવચનનો s કે es પ્રત્યય લાગેલો હોય, તો ફક્ત ઍપોસ્ટ્રોફીનું ચિન્હ ' લગાડવું. જેમકે છોકરાઓની ચોપડીઓ boys' books, સ્ત્રીઓના હાથ ladies' hands.

(૩) જો નામ બહુવચનમાં હોય, અને તેનું બહુવચનનું રૂપ s કે es પ્રત્યય લાગ્યા વિના થયું હોય તો 's લગાડવો. જેમકે માણસોના હાથ men's hands, બળદોનાં પુંછડાં oxen's tails.

**સૂચના:**— સંખ્યાવાચક નામ એકવચનમાં હોય ત્યારે તેની પહેલાં આર્ટીકલ મુકવો જોઇએ, એવું તમે શીખ્યા છો, પરંતુ તે નામની પહેલાં 's લાગેલું એટલે કે સંબંધ-વિભક્તિનું નામ હોય ત્યારે આર્ટીકલ ન મુકયો હોય તોપણ ચાલી શકે છે.* જેમકે ચોપડી a book, ગોવિંદની ચોપડી Govind's book, છોકરાઓની નિશાળ boys' school.

---

* A boy's book માં "a" આર્ટીકલ boy ને લાગેલો છે.

## નામ

શરીર a body
ચહેરો a face
નાક a nose
કાન an ear
મુખ, મોઢું a mouth
હોઠ a lip
જીભ a tongue
ગાલ a cheek
પગ a leg*
ગરદન a neck
છાતી a chest
પીઠ, વાંસો a back
હાથની આંગળી a finger
પગની આંગળી a toe
નખ a nail
પાંખ a wing
પુંછડું a tail
શીંગડું a horn
ચામડી skin
લોહી blood

1. A *man's* neck. 2. The neck *of* a man. 3. *Sushil's* mouth. 4. ***Horses'*** tails. 5. A ***child's*** fingers. 6. *Children's* lips. 7. That ***boy's*** chest. 8. Those ***babies'*** cheeks. 9. An *ass's* ears. 10. The old *woman's* face.

## બની શકે ત્યાં બે રીતે તરજુમો કરો.

૧. ગાયનું દૂધ. ૨. ઘેટાંના વાળ. ૩. હરણની આંખો ૪. સુરેશનું માથું ૫. પક્ષીઓની પાંખો. ૬. હંસના પગ. ૭. ઉંદરના દાંત. ૮. બળદનાં શીંગડાં. ૯. સ્ત્રીઓનાં કપડાં. ૧૦. વાંદરાના નખ. ૧૧. ગધેડાની પીઠ. ૧૨. કુતરાની જીભ. ૧૩. તે ડોસાના પગ. ૧૪. છાતીનું લોહી. ૧૫. વાડીનાં ઝાડ. ૧૬. નદીનું પાણી. ૧૭. શરીરની ચામડી. ૧૮. કેરીની પેટીઓ. ૧૯. (નાનાં) બાળકોનાં પારણાં. ૨૦. આ માણસોનાં (પગનાં) આંગળાં.

* leg = જાંગથી તળીયા સુધીનો આખો પગ.
foot = પગનો ઘુંટીથી તળીયા સુધીનો ભાગ.

# પાઠ ૧૪.

## આજ્ઞાર્થ

**Sit there** ત્યાં બેસ.
**Sir, please come here** સાહેબ, અહિં પધારો.
**Boy, read your lessons**
**છોકરા, તું તારા પાઠ વાંચજે.**

જે ક્રિયાપદમાં હુકમ, વિનંતિ, માગણી કે શિખામણનો અર્થ અથવા ભાવ સમાયેલો હોય તેને આજ્ઞાર્થનું ક્રિયાપદ કહેવામાં આવે છે. અંગ્રેજીમાં આજ્ઞાર્થનું રૂપ કરતી વખતે ક્રિયાપદ મૂળ રૂપે વપરાય છે. જેમકે જા Go, બેસ Sit, આ વાંચો Read this, ભલા થાઓ Be good.

ગુજરાતીમાં આજ્ઞાર્થ રૂપ બે રીતે બોલાય છે. જેમકે

| | એકવચન | બહુવચન |
|---|---|---|
| વર્તમાન રૂપ | વાંચ. | વાંચો. |
| ભવિષ્ય રૂપ | વાંચજે. | વાંચજો. |

પરંતુ અંગ્રેજીમાં આ બધાં રૂપનો તરજુમો **એકજ રીતે** થાય છે, જેમકે વાંચ Read. વાંચો Read. વાંચજે Read. વાંચજો Read.

અંગ્રેજી ભાષામાં વિનંતિ બતાવવી હોય ત્યારે ક્રિયાપદના પહેલાં **please** મુકવાનો વિવેક અથવા શિષ્ટાચાર છે. જેમકે

સાહેબ, અહિં પધારો Sir, please come here
મહેરબાની કરીને ત્યાં બિરાજો Please sit there.

આજ્ઞાર્થ ક્રિયાપદનો કર્તા **તું** અથવા **તમે** હોય છે. ગુજરાતી વાકયોમાં કર્તા મુકવામાં આવે છે અથવા અધ્યાહાર્ય રાખવામાં આવે છે ( મુકવામાં આવતો નથી ), પરંતુ **અંગ્રેજીમાં કદી મુકવો નહિ.** જેમકે *છોકરા, તું તારા પાઠ વાંચજે Boy, read your lessons. છોકરાઓ, તમે આમ આવજો †Boys, come here.

**ખાસ સૂચના:—** અંગ્રેજી ભાષામાં આજ્ઞાર્થ અને વર્તમાનકાળમાં ક્રિયાપદનાં રૂપ લગભગ સરખા હોય છે, પરંતુ મુખ્ય ફેર એજ છે કે આજ્ઞાર્થના વાક્યમાં કર્તા આવેજ નહિ, અને વર્તમાનકાળના વાક્યમાં કર્તા મુકવોજ જોઇએ.

## ક્રિયાપદ

| | |
|---|---|
| અડવું, અડકવું to teach | ઓળવું to comb |
| સુંઘવું to smell | કાપવું to cut |
| ચાખવું to taste | રાખવું to keep |
| સાંભળવું to hear | વગાડવું to ring |
| પહેરવું to wear | બોળવું to dip |

* કોઈને બોલાવતા હોઈએ અથવા કાંઇ કહેતા હોઈએ, ત્યારે તેને "સંબોધન" કર્યું એમ કહેવાય છે. જેને સંબોધન કરતા હોઈએ તે નામ એકવચનમાં હોય તોપણ તેને આર્ટીકલ લાગતો નથી.

† The teacher should point out and explain the necessity of a punctuation mark after the word *Boys*.

## વિશેષણ

નવું new
ઠુંકું, ઠીંગણું short
લાંબું long
ચોકખું, સાફ clean
ગંદું dirty

નાનું (કદમાં) small, little
પાકું ripe
મીઠું, મધુર sweet
ટાઢું, ઠંડું cold
સુંદર nice, pretty

1. *Comb* your hair. 2. *Stand* on the bench. 3. *Touch* your eyes. 4. *Dip* your pen in ink 5. *Buy* two hundred pins. 6. Peon, *ring* the bell. 7. Raman, *wash* your dirty clothes. 8. Friend, *please open* the door. 9. *Please bring* that short bench here. 10. Sir, *please teach* this lesson.

૧. ઇશ્વરને ચાહો. ૨. ઘંટ સાંભળો. ૩. રોજ નિશાળે જજો.* ૪. ચોકખાં કપડાં પહેરજો. ૫. તમારા દાંત સાફ રાખજો. ૬. ફરીથી બોલો. ૭. કૃપા કરીને થોડું દુધ પીઓ. ૮. તમારી ચોપડી ટેબલ ઉપર મુકો. ૯. આ સુંદર ફુલો સુંઘો. ૧૦. મહેરબાની કરીને ધીમેથી વાંચો. ૧૧. આ પાકી કેરી કાપો. ૧૨. જા અને ઠંડું પાણી લાવ. ૧૩. જલ્દી દોડ અને પટાવાળાને બોલાવ. ૧૪. ભાઇ (friend). તું અહિં આવ અને આ ચોપડી લે. ૧૫. બાળકો, તમે પ્રમાણિક થજો. ૧૬ આપ આ મધુર ફળ ચાખી જુઓ (ચાખો). ૧૭. સાહેબ, મને નવો પાઠ શીખવો. ૧૮. છોકરાઓ, તમે આ લાંબી શેત્રંજી ઉપર બેસજો. ૧૯. તમે રોટી અને દુધ ખાજો. ૨૦. ભાનુ, આ નાની સ્લેટ તું લેજે.

---

*જ્યાં જવું હોય તે સ્થળને *to* લગાડવામાં આવે છે, જેમકે તે નિશાળે જાય છે *He* goes to school.

# પાઠ ૧૫.

## આજ્ઞાર્થ (નકારવાચક)

**Do not drink this water.**
**Don't drink this water.**

**આ પાણી ના પીવો, આ પાણી પીતા નહિ, આ પાણી પીશો નહિ, આ પાણી પીશો મા, આ પાણી પીવું નહિ.**

**Please do not drink this water.**

**કૃપા કરીને આ પાણી ના પીવો–પીતા નહિ–પીશો મા વિ.**

આજ્ઞાર્થમાં નકાર દેખાડવો હોય ત્યારે ગુજરાતીમાં **ના, નહિ, મા,** વગેરે શબ્દો વપરાય છે, તેને બદલે અંગ્રેજીમાં ક્રિયાપદની પહેલાં **do not** અથવા તેનું ટુંકું રૂપ **don't** વાપરવામાં આવે છે, જેમકે અહિં બેસતા નહિ Do not sit here. બ્હાર જશો મા Don't go out. આ પાણી ના પીતા Do not drink this water.

સામાન્ય રીતે વાત કરવામાં **don't** વપરાય છે અને લખવામા **do not** વપરાય છે.

વિનંતિ દેખાડવી હોય ત્યારે **do not** ની પહેલાં **please** મૂકવામાં આવે છે, જેમકે કૃપા કરીને મોટેથી બોલો નહિ Please do not speak loudly.

ઉપલાં ઉદાહરણો ઉપરથી સમજી શકાશે કે ગુજરાતીમાં આજ્ઞાર્થ જુદી જુદી અનેક રીતે દેખાડી શકાય છે, પરંતુ અંગ્રેજીમાં **એકજ રીત** છે.

### વિશેષણ

| | |
|---|---|
| ગરીબ, બિચારો poor | અભિમાની proud |
| લોભી greedy | અદેખો jealous |

## ક્રિયાપદ

| | |
|---|---|
| ચોરવું to steal | સંતાડવું છુપાવવું to hide |
| મારવું to beat | પકડવું, થોભવું to hold |
| છેતરવું to cheat | મોકલવું to send |
| ચોળવું, ભુંસી નાખવું to rub | ચીડવવું, સતાવવું to tease |
| ધિક્કારવું to hate | ત્યજવું, છોડી દેવું to leave |

## ક્રિયાવિશેષણ

| | |
|---|---|
| હા yes | આજે to-day |
| ના no | હમણાં now |
| કાલે { આવતી કાલે to-morrow | આમ, આ રીતે thus |
| કાલે { ગઇ કાલે yesterday | |

**1.** Do not *steal*. **2.** Do not *kill* **3.** Do not *be* proud. **4.** Do not *hold* your book thus. **5.** Boy, don't *rub* the black-board. **6.** Abdul, don't *touch* my books. **7.** Please do not *open* the red box. **8.** Friend, please don't *beat* this poor dog. **9.** *Yes, call* those boys. **10.** *No, don't call* those boys.

૧. છેતરશો નહિ. ૨. અદેખા થશો મા. ૩. ગંદાં કપડાં ના પહેરો. ૪. મોટેથી ના વાંચો. ૫. આજે ત્યાં જતા નહિ. ૬. છોકરાઓ. લોભી થવું નહિ. ૭. તમારી આંખો ના ચોળો. ૮. તે ગરીબ છોકરાને સતાવો મા. ૯. કૃપા કરીને કાલે અહિં આવશો નહિ. ૧૦. તમારા મિત્રોને ત્યજો નહિ ૧૧. સારા માણસોને ધિક્કારો નહિ ૧૨. તેને હમણાં મોકલતા નહિ. ૧૩. તમે રડતા નહિ. ૧૪. હા, તે ચોપડી લો. ૧૫. ના, તે ચોપડી લેતા નહિ. ૧૬. મહેરબાની કરીને બારણું ઉઘાડશો નહિ. ૧૭. ભાઇઓ, તમે આળસુ થતા નહિ. ૧૮. તું આ ફળ ચાખતો નહિ. ૧૯. મારી ફુટપટ્ટી સંતાડો મા. ૨૦. ના, કાલે ચોપડીઓ લાવશો નહિ.

# પાઠ ૧૬.

## To have નો વર્તમાનકાળ

**I have three pencils.**
**મારી પાસે ત્રણ પેન્સીલ છે.**

**I have two hands.**
**મારે બે હાથ છે.**

**That man has nice clothes.**
**તે માણસની પાસે સુંદર કપડાં છે.**

**That man has four children.**
**તે માણસને ચાર છોકરાં છે.**

**The horse has a long tail.**
**ઘોડાને લાંબુ પુંછડું હોય છે.**

**My house is near the river.**
**મારૂં ઘર નદી પાસે છે.**

**To have** ને મળતું કોઇ ક્રિયાપદ ગુજરાતી ભાષામાં નથી, પરંતુ **માલીકી** અથવા **કબજો** દેખાડવો હોય ત્યારે ગુજરાતી ભાષામાં "ની પાસે છે," "ને છે," અથવા "ને હોય છે" એમ બોલવાની રીત છે. આવી જગ્યાએ **to have** નો ઉપયોગ કરવામાં આવે છે. જેમકે That man has nice clothes તે માણસની પાસે સુંદર કપડાં છે. That man has four children તે માણસને ચાર છોકરાં છે. The horse has a long tail ઘોડાને લાંબુ પુંછડું હોય છે.

## To have નાં વર્તમાનકાળનાં રૂપ

| એકવચન | બહુવચન |
|---|---|
| I have<br>મારી પાસે છે, મારે છે. | We have<br>અમારી પાસે છે, અમારે છે.<br>આપણી પાસે છે, આપણે છે. |
| You have<br>તારી પાસે છે, તારે છે. | You have<br>તમારી પાસે છે, તમારે છે. |
| He-She-It has<br>તેની પાસે છે, તેને છે. | They have<br>તેઓની પાસે છે, તેઓને છે.<br>તેમની પાસે છે, તેમને છે. |
| A boy has<br>છોકરાની પાસે છે, છોકરાને છે. | Boys have<br>છોકરાઓની પાસે છે,<br>છોકરાઓને છે. |

**સૂચના. ૧.** "પાસે છે" નો અર્થ કબજે છે અથવા માલીકી છે, એમ ન થતો હોય, પણ **પડખે છે** અથવા **નજીક છે,** એમ થતો હોય ત્યારે to have વપરાતું નથી, પણ નામયોગી **near** અથવા **beside*** નો ઉપયોગ કરવામાં આવે છે, જેમકે મારૂં ઘર નદી પાસે છે My house is near the river.

**સૂચના. ૨.** તરજુમો કરતી વખતે ધ્યાનમાં રાખવું કે to have વાળાં વાક્યોમાં "જેની" પાસે હોય તેને કર્તા બનાવવામાં આવે છે, અને "જે" હોય તેને કર્મ બનાવવામાં આવે છે.

### નામ

| | | | |
|---|---|---|---|
| પશુ | a beast | રીંછ | a bear |
| બકરી | a goat | વાઘ | a tiger |
| ભેંસ | a buffalo | હાથી | an elephant |
| ઉંટ | a camel | નહોર | a claw |

* Beside=પડખે, લગોલગ પાસે.

## નામ

બાપ, પિતાશ્રી a father
ભાઈ a brother
બ્હેન a sister
પુત્ર, દીકરો a son
પુત્રી, દીકરી a daughter
કાકો, મામો, ફૂવો, માસો an uncle
કાકી, મામી, ફઈ, માસી an aunt
દાદા a grandfather
દાદી a grandmother
માબાપ parents
પિતરાઈ ભાઈ કે બ્હેન a cousin
ઓરડી, ઓરડો a room

1. You *have* a pen and an inkpot. 2. His brother *has* two watches. 3. They *have* nine horses. 4. An elephant *has* big ears. 5. Monkeys *have* long tails. 6. A room *has* a floor, a ceiling and four walls. 7. I *have* parents. 8. My grandmother *has* two brothers. 9. We *have* two hands and two legs. 10. The chair is *near* the table.

૧. પક્ષીને પાંખ હોય છે. ૨. પશુઓને ચાર પગ હોય છે. ૩. ઉંટને લાંબી ગરદન હોય છે. ૪. વાઘને નહોર હોય છે. ૫. મારી બ્હેન પાસે એક સુંદર રમકડું છે. ૬. તે રાજા પાસે આઠ હાથી છે. ૭. તારી પાસે જયન્તની ટોપી છે. ૮. મારા મામાને બે દીકરા છે. ૯. મારા પિતરાઈ ભાઈને પાંચ ઘર છે. ૧૦. તેમનાં ઘર નિશાળ પાસે છે. ૧૧. પેલા રીંછને કાળા વાળ છે. ૧૨. મારી કાકીને ત્યાં (ની પાસે) પંદર ગાય છે. ૧૩. અમારી પિતરાઈ બ્હેન પાસે તમારી ચોપડી છે. ૧૪. ભેંસને ચાર પગ હોય છે. ૧૫. એમને ચાર દીકરી છે. ૧૬. મારા કાકાના ઘરને બાર ઓરડા છે. ૧૭. આ માણસની પાસે વીસ બકરાં અને ચાર ભેંસ છે. ૧૮. ગાય તથા બળદને શીંગડાં હોય છે. ૧૯. મારા પિતાશ્રીને એક બ્હેન છે, તે મારી ફઈ છે. ૨૦. મારા દાદા વાડી પાસે રહે છે.

# પાઠ ૧૭.

## "બહુ" અથવા "ઘણું" શબ્દનો તરજુમો

**We have many books.**
**આપણી પાસે ઘણી ચોપડીઓ છે.**
**The buffalo gives much milk.**
**ભેંસ ઘણું દુધ આપે છે.**
**The lion is very strong.**
**સિંહ ઘણો બળવાન હોય છે.**
**The deer runs very fast.**
**હરણ બહુ ઝડપથી દોડે છે.**

**બહુ** અથવા **ઘણું** શબ્દને માટે અંગ્રેજીમાં many, much અને very એ ત્રણ શબ્દો છે, પરંતુ તેમનો ઉપયોગ જુદી જુદી રીતે થાય છે, તેથી તરજુમો કરતી વખતે નીચેના નિયમો ખાસ ધ્યાનમાં રાખવા. બીજા કેટલાક નિયમો તમે હવે પછી શીખશો.

(૧) સંખ્યાવાચક નામ પહેલાં **ઘણું** શબ્દનો તરજુમો **many** કરવો, જેમકે ઘણી ચોપડીઓ many books, ઘણી ખુરશી many chairs.

(૨) જથ્થાવાચક નામ પહેલાં **ઘણું** શબ્દનો તરજુમો **much** કરવો. જેમકે ઘણું દુધ much milk, ઘણું પાણી much water.

(૩) વિશેષણ અથવા ક્રિયાવિશેષણ પહેલાં **ઘણું** શબ્દનો તરજુમો **very** કરવો, જેમકે ઘણો બળવાન very strong, બહુ સારી very good, બહુ ઝડપથી very fast.

### વિશેષણ

| | |
|---|---|
| મોંઘું dear | કઠણ, અઘરૂં hard |
| સોંઘું, સસ્તું cheap | પોચું, નરમ soft |
| ભારે, વજનદાર heavy | પૈસાદાર rich |
| હલકું light | ઉપયોગી useful |

## નામ

| | |
|---|---|
| ધાતુ a metal | લોઢું iron |
| રૂપું silver | કથીર tin |
| પોલાદ steel | જસત zinc |
| ત્રાંબુ copper | એલ્યુમીનમ aluminum |
| પીત્તળ brass | રૂ cotton |
| સીસું lead | ઉન wool |

**1.** I see ***many*** fruits on the tree. **2.** This poor man has ***many*** children. **3.** ***Many*** people eat thrice. **4.** The camel drinks ***much*** water. **5.** This king has ***much*** gold and silver. **6.** England (ઇંગ્લાંડ) buys ***much*** cotton. **7.** My uncle is ***very*** rich. **8.** Steel is ***very*** hard and wool is ***very*** soft. **9.** Please do not speak ***very*** loudly. **10.** Copper is brown and brass is yellow.

**૧.** તેની પાસે ઘણી પેન્સીલ છે. **૨.** ઘણા છોકરાઓ પ્રમાણિક હોય છે. **૩.** અમારે ઘણા મિત્રો છે. **૪.** રીંછને બહુ વાળ હોય છે. **૫.** બહુ ચા પીવો નહિ. **૬.** તેમની પાસે ઘણું રૂ છે. **૭.** આ પાઠ ઘણો અઘરો છે. **૮.** સોનું તથા રૂપું બહુ મોંઘું હોય છે. **૯.** લોઢું તથા જસત ઘણું સસ્તું હોય છે. **૧૦.** તમારી બ્હેન બહુ ધીમેથી વાંચે છે. **૧૧** આ ઘેટાને ઘણું ઉન છે. **૧૨.** તમારાં માબાપ બહુ ભલાં છે. **૧૩.** તમારે ત્યાં ઘણી ગાયો છે. **૧૪.** આ બાળક ઘણું દુધ પીવે છે. **૧૫.** હું આકાશમાં ઘણાં વાદળાં જોઉં છું. **૧૬.** એલ્યુમીનમ ઘણી ઉપયોગી ધાતુ છે. **૧૭.** ખડીયામાં બહુ શાહી રાખો નહિ. **૧૮.** આ ઘરને ઘણી સુંદર બારીઓ છે. **૧૯.** સીસું ઘણું ભારે હોય છે અને કથીર ઘણું હલકું હોય છે. **૨૦.** તમે બહુ ઉતાવળે દોડતા નહિ.

# પાઠ ૧૮.

## ક્રિયાપદ (સાદો ભવિષ્યકાળ)

| એકવચન | બહુવચન |
|---|---|
| **I shall read**<br>હું વાંચીશ. | **We shall read**<br>અમે-આપણે વાંચશું. |
| **You will read**<br>તું વાંચીશ. | **You will read**<br>તમે વાંચશો. |
| **He will read**<br>તે વાંચશે. | **They will read**<br>તેઓ વાચશે. |
| **A boy will read**<br>છોકરો વાંચશે. | **Boys will read**<br>છોકરા વાંચશે. |

ગુજરાતીમાં સાદો ભવિષ્યકાળ ક્રિયાપદના ધાતુને **શ, શે, શું, શો,** વગેરે પ્રત્યયો લગાડીને કરવામાં આવે છે, જેમકે વાંચ-વાંચીશ, વાંચશું, વાંચશે, વાંચશો; ખા-ખાઈશ, ખાશે, ખાશો, ખાઇશું.

અંગ્રેજીમાં ભવિષ્યકાળમાં પ્રત્યય લગાડવામાં આવતા નથી, પણ ધાતુની પહેલાં સ્હાયકારક ક્રિયાપદ **shall** અથવા **will** મુકવામાં આવે છે. જેમકે

હું મારા પાઠ વાંચીશ. I shall read my lessons.

તમે બહુ જોરાવર થશો. You will be very strong.

પટ્ટાવાળો ઘંટ વગાડશે. The peon will ring the bell.

**સૂચના:**—સામાન્ય રીતે પહેલા પુરૂષમાં shall, અને બીજા તથા ત્રીજા પુરૂષમાં will વાપરવો. Shall અને Will ના ઉપયોગમાં શું તફાવત છે તે તમે આગળ શીખશો.

### ક્રિયાપદ

| | |
|---|---|
| રહેવું to live | ખેડવું to plow |
| થવું to become | શીવવું to sew |
| બચાવવું to save | વાળવું (કચરો કાઢવો) to sweep |

## નામ

| | |
|---|---|
| ડાક્તર, વૈદ્ય a doctor | દરજી a tailor |
| વકીલ a lawyer | વાળંદ, હજામ a barber |
| વેપારી a merchant | કારકુન, મુનીમ a clerk |
| આડતીયો an agent | નોકર a servant |
| વિદ્યાર્થી a student | ઓફીસ an office |
| ખેડુત a farmer | દુકાન a shop |
| સુતાર a carpenter | પત્ર, કાગળ a letter |

1. I *shall live* in this house. 2. Students *will go* to school. 3. He *will be* a rich man. 4. The barber *will cut* the hair. 5. We *shall keep* our books clean. 6. He *will go* to the lawyer's office. 7. These flowers *will become* red *tomorrow.* 8. You *will see* the book on the table. 9. They *will wear* clean clothes. 10. The merchant *will call* his agent here.

૧. હું રોજ નિશાળે જઈશ. ૨ અમે ઈશ્વરને ચાહીશું. ૩. તું બળવાન માણસ થઈશ. ૪. તે સારી ચોપડીઓ વાંચશે. ૫. ખેડુત ખેતર ખેડશે. ૬. સુતાર પેટી બનાવશે. ૭. દરજી કપડાં શીવશે. ૮. નિશાળ કાલે ઉઘડશે. ૯. તેઓ ભલા અને પ્રમાણિક થશે. ૧૦. આપણે અહિં ફરીથી આવીશું. ૧૧. નોકર ઓરડો વાળશે. ૧૨. વિદ્યાર્થીઓ બાંકડા ઉપર બેસશે. ૧૩. શિક્ષક પાટીયા ઉપર લખશે. ૧૪. હું ઝાડ નીચે ઉભો રહીશ. ૧૫. તે આજ દરજીની દુકાને જશે. ૧૬. કારકુન કાગળો કાલે લખશે. ૧૭. ડાક્તર આ ડોશીને બચાવશે. ૧૮. આ વેપારીઓ ઘણાં ઘઉં ખરીદશે. ૧૯. અમે ગરીબ લોકો ઉપર દયા રાખશું. ૨૦. તમે એ બાળકને પારણામાં જોશો.

# પાઠ ૧૯.

## ક્રિયાપદ (સાદો ભૂતકાળ)

**She washed the clothes તેણે કપડાં ધોયાં.**
**I lived in this house હું આ ઘરમાં રહેતો.**
**Vina rubbed her eyes વીણાએ તેની આંખો ચોળી.**
**The baby cried બાળક રડ્યું.**
**He played cricket yesterday તે કાલે ક્રિકેટ રમ્યો.**

ગુજરાતીમાં ભૂતકાળનાં રૂપ કરવા માટે ક્રિયાપદના ધાતુને **યો, ઈ, યું**, વગેરે પ્રત્યય લગાડવામાં આવે છે. જેમકે ચાલ–ચાલ્યો, ચાલી, ચાલ્યું, ચાલ્યા, ચાલ્યાં; રમ–રમ્યો, રમી, રમ્યું, રમ્યા, રમ્યાં.

અંગ્રેજીમાં ભૂતકાળનાં રૂપ કરવા માટે ધાતુને ed પ્રત્યય લગાડવામાં આવે છે. જેમકે મેં ધોયું I washed, તે ચાલી she walked.

ચાલવું to walk ધાતુનાં ભૂતકાળનાં રૂપ

| **એકવચન** | **બહુવચન** |
|---|---|
| I walked હું ચાલ્યો. | We walked અમે-આપણે ચાલ્યા. |
| You walked તું ચાલ્યો. | You walked તમે ચાલ્યા. |
| He walked તે ચાલ્યો. | They walked તેઓ ચાલ્યા. |
| A boy walked છોકરો ચાલ્યો. | Boys walked છોકરા ચાલ્યા. |

**સૂચના:**—ગુજરાતીમાં ભૂતકાળનાં રૂપમાં જાતિ તથા વચન પ્રમાણે જુદા જુદા પ્રત્યય લાગે છે, પણ અંગ્રેજીમાં **એકજ રૂપ** થાય છે, જેમકે હું ચાલ્યો I walked, હું ચાલી I walked, તે ચાલી she walked, તે ચાલ્યું it walked, અમે ચાલ્યા we walked, તેઓ ચાલ્યાં they walked.

ભૂતકાળનો **ed** પ્રત્યય લગાડતી વખતે નીચેના નિયમો ધ્યાનમાં રાખવા.

(૧) ધાતુને છેડે **e** હોય તો **ed** પ્રત્યયનો **e** ઉડી જાય છે, જેમકે હું રહ્યો I live-d, તે ચાહતી she love-d, તમે ચાખ્યું you taste-d.*

(૨) ધાતુને છેડે **એકજ** વ્યંજન હોય અને તે વ્યંજનની પહેલાં **એકજ** સ્વર હોય, તો વ્યંજનને બેવડાવવામાં આવે છે, જેમકે તેમણે ભુંસી નાખ્યું they rubbed, તમે બોળ્યાં you dipped.

**અપવાદ:** શબ્દને છેડે **x** કે **w** આવે ત્યારે આ નિયમ લાગુ પડતો નથી, જેમકે ચીડવ્યા vex-ed, શીવ્યું sew-ed. અપવાદના બીજા નિયમો તમે હવે પછી શીખશો.

(૩) ધાતુને છેડે **y** હોય અને **y** ની પહેલાં વ્યંજન હોય તો **y** નો **i** કરીને **ed** પ્રત્યય લગાડવામાં આવે છે. જેમકે બાળક રડયું the baby cried.

પણ જો **y** ની પહેલાં સ્વર હોય તો **y** નો **i** થતો નથી. જેમકે તે રમ્યો he play-ed.

---

* ભૂતકાળના ed પ્રત્યયનો ઉચ્ચાર "ડ" કરવામાં આવે છે. જેમકે walk-ed વોકડ, love-d લવ્ડ; પણ જો ધાતુને છેડે "ટ" અથવા "ડ" ઉચ્ચાર આવતો હોય, તો તેને ed લાગે ત્યારે "ટેડ" અથવા "ડેડ" ઉચ્ચાર થાય છે. જેમકે taste-d ટેસ્ટેડ, cheat-ed ચીટેડ, add-ed ઍડેડ (ઉમેર્યું)

| ક્રિયાપદ | નામ |
|---|---|
| લુંટવું to rob | ચિતારો a painter |
| વાપરવું to use | ધોબી a washerman |
| ભેળવવું to mix | ડગલો, કોટ a coat |
| ભડકવું to shy | ખમીશ a shirt |
| શીખવું to learn | ધોતીયું a-dhoter |
| રંગવું to paint | મોજું a sock |
| ગુંથવું to knit | પાઘડી a turban |
| મરવું, મરીજવું to die | રૂમાલ a handkerchief |
| સુકાવું, સુકવવું to dry | જોડો a shoe |
| અટકવું, અટકાવવું to stop | પાટલુન pants (બહુવચન) |

1. You *jumped* ten feet. 2. Jaya *combed* her hair. 3. We *walked* very fast. 4. This boy *touched* your turban. 5. Madhav *loved* his parents. 6. They *hated* the idle boy. 7. Cows *grazed* in the field. 8. I *dipped* my pen in ink. 9. He *dried* his shirt on the roof. 10. She *knitted* my handkerchief *yesterday*.

૧. ઘોડો ભડક્યો. ૨. ઘડીયાળ અટકી. ૩. મેં કેરી ચાખી. ૪. ચિતારે દિવાલ રંગી. ૫. અમે તમારો રૂમાલ વાપર્યો. ૬. તેણે વેપારીઓને લુંટયા ૭. ઈશ્વરે અમને બચાવ્યા. ૮. તમે ચા અને દૂધ ભેળવ્યાં. ૯. ઉર્મિલાએ મોજાં ગુંથ્યાં. ૧૦. તે ગરીબ ડોશી કાલે મરી ગઇ. ૧૧. સોહરાબ બાર પાઠ શીખ્યો. ૧૨. તેઓએ નોકરને અટકાવ્યો. ૧૩. નદી સુકાઈ. ૧૪. તમે મારા પિતરાઈ ભાઇને ચીડવ્યો. ૧૫. બાળકો આ વાડીમાં રમતાં. ૧૬. આ વેપારીએ તેમને છેતર્યાં. ૧૭. તેણે જોડા પાણીમાં બોળ્યા. ૧૮. દરજીએ ઘણા ડગલા તથા પાટલુન શીવ્યાં. ૧૯. દમયંતી બહુ મોટેથી રડી. ૨૦. ધોબીએ મારૂં ધોતીયું તથા ખમીશ ધોયાં.

# પાઠ ૨૦.

## To be તથા To have નો ભૂતકાળ

**He was an honest man.**
**તે પ્રમાણિક માણસ હતો.**
**His clothes were clean.**
**તેનાં કપડાં સ્વચ્છ હતાં.**
**Sandow had a very strong chest.**
**સેન્ડોને ( સેન્ડોની ) ઘણી મજબુત છાતી હતી.**
**These children had many toys.**
**આ બાળકો પાસે ઘણાં રમકડાં હતાં.**

વર્તમાનકાળની જેમ ભૂતકાળમાં પણ **to be** અને **to have** નાં રૂપ અનિયમિત રીતે થાય છે. તે ઘણા ઉપયોગી હોવાથી ખાસ યાદ રાખવાં.

### to be નાં ભૂતકાળનાં રૂપ

| | એકવચન | બહુવચન |
|---|---|---|
| ૧લો પુ. | I was હું હતો. | We were અમે–આપણે હતા. |
| ૨જો પુ. | You were તું હતો. | You were તમે હતા. |
| ૩જો પુ. | He was તે હતો.<br>She was તે હતી.<br>It was તે હતું. | They were તેઓ હતા. |
| | A boy was છોકરો હતો. | Boys were છોકરાઓ હતા. |

**ની પાસે હતું, ને હતું, નું હતું,** વગેરે કબજો અથવા માલીકી દેખાડનારૂં ક્રિયાપદ હોય ત્યારે ભૂતકાળનું રૂપ **had** વપરાય છે. દરેક પુરૂષ તથા વચનમાં **એકજ રૂપ** થાય છે.

## to have નાં ભૂતકાળનાં રૂપ

| એકવચન | બહુવચન |
|---|---|
| I had<br>મારી પાસે હતું, મારે હતું | We had<br>અમારી પાસે હતું, અમારે હતું.<br>આપણી પાસે હતું, આપણે હતું. |
| You had<br>તારી પાસે હતું, તારે હતું. | You had<br>તમારી પાસે હતું, તમારે હતું. |
| He–She–It had<br>તેની પાસે હતું, તેને હતું. | They had<br>તેઓની પાસે હતું, તેઓને હતું.<br>તેમની પાસે હતું, તેમને હતું. |
| A boy had<br>છોકરાની પાસે હતું, છોકરાને હતું. | Boys had<br>છોકરાઓની પાસે હતું,<br>છોકરાઓને હતું. |

### નામ

| | |
|---|---|
| નામ a name | સવાલ, પ્રશ્ન a question |
| ચીજ, વસ્તુ a thing | જવાબ an answer |
| રબર a rubber | ભેજું, મગજ a brain |
| દાખલો, હિસાબ a sum | હૃદય a heart |
| પુરૂષ a person | બાજુ a side |

## વિશેષણ

| | |
|---|---|
| મોટો, મહાન great | જમણો right |
| બહાદુર brave | ડાબો left |
| હાજર present | ખરા right, correct |
| ગેરહાજર absent | ખોટા wrong |
| માંદો sick | જબ્બર, શક્તિવાન powerful |

1. I *was* a merchant. 2. The questions *were* easy. 3. You *were* absent yesterday. 4. Our teacher *had* many books. 5. I *had* four brothers. 6. Tilak *had* a lion's heart. 7. His garden *was* on the left side. 8. You *had* fifteen handkerchiefs. 9. Akbar and Shivaji *were* great persons. 10. She had pretty clothes.

૧. અમે વર્ગમાં હાજર હતા. ૨. પ્રતાપ ઘણો બહાદુર રાજા હતો. ૩. તમે મારા મિત્ર હતા. ૪. એની પાસે રબ્બર અને પેન્સીલ હતાં. ૫. ન્યુટનનું (Neuton) જબ્બર મગજ હતું. ૬. તમારે ત્રણ ઘર હતાં. ૭. મોતીલાલના દાખલા ખોટા હતા. ૮. તમારા જવાબ ખરા હતા. ૯. તારી પાસે બાર પેન્સીલ હતી. ૧૦. અમારી પાસે ઘણી ઉપયોગી ચીજો હતી. ૧૧. દાદાભાઈ મહાન નર (man) હતા. ૧૨. તેમને બે પુત્રો અને એક પુત્રી હતાં. ૧૩. તું કાલે માંદો હતો. ૧૪. મારી પાસે રૂપાનાં પાંચ બટન હતાં. ૧૫. તેનું નામ લલિતા હતું. ૧૬. તેઓ ગરીબ માણસો હતા. ૧૭. તેનો જમણો હાથ બહુ મજબુત હતો. ૧૮. ખેડૂતને ત્યાં ઘણી ગાયો તથા ભેંસો હતી. ૧૯. તે ભલી રાણી હતી. ૨૦. તે છોડીઓ પાસે ઘણાં સુંદર ફૂલ હતાં.

# પાઠ ૨૧.

## અનિયમિત ભૂતકાળ (ભાગ ૧.)

**He goes to Bombay.**
**તે મુંબઈ જાય છે.**
**He went to Bombay.**
**તે મુંબઈ ગયો.**

ગુજરાતીમાં યો, યા, યું, વગેરે પ્રત્યયો લગાડીને ભૂતકાળનાં રૂપ કરવામાં આવે છે, પણ થોડાંક ક્રિયાપદ એવાં છે કે જેનાં ભૂતકાળનાં રૂપ અનિયમિત રીતે થાય છે. દાખલા તરિકે જવું–**ગયો,** ખાવું–**ખાધી,** દેવું–**દીધું,** બેસવું–**બેઠા,** સુવું–**સુતાં.**

"અંગ્રેજીમાં કોઈ ક્રિયાપદનું ભૂતકાળનું રૂપ બનાવવું હોય તો તેને **ed** પ્રત્યય લગાડવામાં આવે છે," તે નિયમ તમે ૧૯ મા પાઠમાં શીખ્યા. અંગ્રેજી ભાષામાં ૪૦૦૦ થી વધારે ક્રિયાપદ છે, તેમાંથી ઘણાખરાંનાં ભૂતકાળનાં રૂપ આ નિયમ પ્રમાણે થાય છે, અને તેથી તેમને **નિયમિત ક્રિયાપદ** કહેવામાં આવે છે.

પણ લગભગ ૨૦૦ ક્રિયાપદ એવાં છે કે જેનાં ભૂતકાળનાં રૂપ આ નિયમ પ્રમાણે નહિ, પણ જુદી રીતે થાય છે. તેમને માટે કોઈ નિયમ નથી, તેથી તેમને **અનિયમિત ક્રિયાપદ** કહેવામાં આવે છે. જેમકે

| સામાન્ય રૂપ | ભૂતકાળનું રૂપ |
|---|---|
| જવું to go | ગયો went |
| આવવું to come | આવ્યા came |

તમે શીખેલાં ક્રિયાપદોમાંથી જેનાં જેનાં ભૂતકાળનાં રૂપ અનિયમિત રીતે થાય છે, તે બધાં આ પાઠમાં આપવામાં આવ્યાં છે.

| સામાન્યરૂપ | ભૂતકાળ |
|---|---|
| to cut | cut |
| to put | put |
| to read | read (રેડ) |
| to beat | beat (બીટ) |
| to sing | sang |
| to ring | rang |
| to drink | drank |
| to come | came |
| to become | became |
| to write | wrote |
| to shine | shone |
| to speak | spoke |

| સામાન્યરૂપ | ભૂતકાળ |
|---|---|
| to teach | taught |
| to catch | caught |
| to know | knew |
| to throw | threw |
| to fly | flew |
| to make | made |
| to eat | ate |
| to run | ran |
| to take | took |
| to go | went |
| to leave | left |

## નામ

| | |
|---|---|
| ચોખા | rice |
| કૉફી | coffee |
| મીઠું | salt |
| દહીં | curd, curds |
| માખણ | butter |
| ઘી | ghee |
| છાશ | buttermilk |
| કઢી | curry |
| રોટલી, પુરી | a cake |
| હવા | air |

| | |
|---|---|
| અંગ્રેજી (ભાષા) | English |
| ગુજરાતી (ભાષા) | Gujarati |
| ગણિત | arithmetic |
| ઇતિહાસ | history |
| ભૂગોળ | geography |
| માઇલ | a mile |
| તારો | a star |
| ગામડું | a village |
| શહેર* | a city, a town |
| દેશ | a country |

1. They *went* to the city. 2. This student *sang* loudly. 3. Stars *shone* in the sky. 4. He *made* ghee from butter. 5. Akbar *walked* many

* બહુ મોટું શહેર a city, નાનું શહેર a town.

miles. 6. You *ate* rice and curry. 7. She *put* salt in curds. 8. Gandhi *became* a great man. 9. He *read* history and geography. 10. The teacher *taught* English.

૧. તે કાલે આવી. ૨. તમે ગણિત શીખ્યા. ૩. નંદલાલે ઘંટ વગાડયો. ૪. તેણે પાંચ પુરી ખાધી. ૫. ભાનુએ કુતરાને માર્યો. ૬. ફોર્ડ ઘણો પૈસાદાર થયો. ૭. તે આકાશમાં ઉડયું. ૮. શિક્ષક અંગ્રેજીમાં બોલ્યા. ૯. બેહરામે દડો ઝીલ્યો. ૧૦. તે શહેરમાં રહેતો. ૧૧. મારો ભાઇ એ માઇલ દોડયો. ૧૨. હજામે મારા નખ કાપ્યા. ૧૩. અમે તમારૂં નામ કાલે જાણ્યું. ૧૪. તેણે કોફી પીધી અને અમે છાસ પીધી. ૧૫. તે તેના દેશની ચીજો વાપરતો. ૧૬. મેં ગુજરાતીમાં પત્ર લખ્યો. ૧૭. ગોવિંદે હવામાં દડો ફેંકયો. ૧૮. આ ગરીબ બાઇએ તેનું ગામ છોડી દીધું. ૧૯. વિનાયકે ટેબલ ઉપરથી પાઘડી લીધી. ૨૦. સાવિત્રીએ તેની સ્લેટ ભોંય ઉપર મુકી.

## અનિયમિત ભૂતકાળ (ભાગ ૨.)

| સામાન્યરૂપ | ભુતકાળ | સામાન્યરૂપ | ભુતકાળ |
|---|---|---|---|
| to sit | sat | to wear | wore |
| to give | gave | to steal | stole |
| to bring | brought | to see | saw |
| to buy | bought | to fall | fell |
| to keep | kept | to sell | sold |
| to weep | wept | to stand | stood |
| to sleep | slept | to hear | heard |
| to sweep | swept | to hide | hid |
| to smell | smelt | to hold | held |
| to send | sent | to swim | swam |

## નામ

નારંગી an orange
દ્રાક્ષ (લીલી) a grape
સફરજન an apple
પપૈયું a papaya
અંજીર a fig
કેળું a banana, a plantain
નાળીએર a cocoanut
લીંબુ a lime
દાડમ a pome-granate
સીતાફળ a custard-apple
જામફળ, પેરૂ a guava, a pear
બોર a jujube
તરબુચ a water-melon
બદામ an almond
ખજુર a date
આલુ a plum
અખરોડ a walnut
દ્રાક્ષ (સુકી) a raisin
બજાર a market
મધ honey

1. Cocoanuts *fell* from the tree. 2. I *mixed* tea and milk. 3. Rama *tasted* honey, 4. He *gave* me three apples. 5. This boy *stole* some jujubes. 6. You *ate* walnuts and raisins. 7. She *brought* many figs. 8. They *sat* on the floor 9. We *bought* grapes and oranges 10 This merchant *sold* papayas and watermelons.

૧. મેં ઘંટ સાંભળ્યો. ૨. ઇશ્વરે તેમને બચાવ્યા. ૩. તે શેત્રંજી ઉપર બેઠી. ૪. નોકરે ઓશીસ વાળી. ૫. તેમણે ફુલો સુંઘ્યાં. ૬. તે બહુ મોટેથી રડી. ૭. આપણે નદીમાં તરતા. ૮. રસુલે કાલે નવો ડગલો પહેર્યો. ૯. તમે લીંબુ કાપ્યું. ૧૦. છોકરાએ બે જામફળ સંતાડયાં. ૧૧. લક્ષ્મણ બાંકડા ઉપર ઉભો રહ્યો. ૧૨. તેણે સીતાફળ ખાધું. ૧૩. બલવંત કાલે ઘણી બદામ લાવ્યો. ૧૪. તે પારણામાં સુતું. ૧૫. અમારા મામાએ ખજુર તથા આલુ મોકલ્યાં. ૧૬. પુષ્પા તેનાં કપડાં સ્વચ્છ રાખતી. ૧૭. અમે બજારમાં ઘણાં કેળાં જોયાં. ૧૮. તે સુંદર ફૂલો વેચતી. ૧૯. પ્રવીણે પચીસ દાડમ વેચાતાં લીધાં. ૨૦. ચંદ્રાએ તેના ડાબા હાથમાં ચોપડી પકડી.

# પાઠ ૨૨.

## પુનરાવર્તન

(૧) પાઠ ૬, ૭, ૮, તથા ૯ માનાં વાક્યોમાં ક્રિયાપદને ભવિષ્યકાળમાં ફેરવીને પછી તે વાક્યોનું અંગ્રેજી કરો.

(૨) પાઠ ૬, ૭, ૮, તથા ૯ માનાં વાક્યોમાં ક્રિયાપદને ભૂતકાળમાં ફેરવીને પછી તે વાક્યોનું અંગ્રેજી કરો.

### કેટલાંક ઉપયોગી નામ

વાર, દિવસ a day
રવિવાર Sunday
સોમવાર Monday
મંગળવાર Tuesday

બુધવાર Wednesday
ગુરૂવાર Thursday
શુક્રવાર Friday
શનિવાર Saturday

જાન્યુઆરી January
ફેબ્રુઆરી February
માર્ચ March
એપ્રીલ April
મે May
જુન June

જુલાઇ July
ઑગસ્ટ August
સપ્ટેમ્બર September
ઑક્ટોબર October
નવેમ્બર November
ડીસેમ્બર December

તારીખ a date
અઠવાડીયું a week

મહીનો a month
વર્ષ a year

# સેગ્વિનનાં ત્રણ પદ

મૂઢ ( idiot ) વિદ્યાર્થીઓને શીખવવાના પ્રયોગોમાં ડૉ. મૉન્ટીસોરીનાં પ્રેરક પ્રખ્યાત કેળવણીકાર **ડૉ. સેગ્વિને** જોયું કે સ્વાભાવિક રીતે બાળ માનસ ત્રણ પદથી ભાષા શિક્ષણ ગ્રહણ કરે છે.

ધારો કે બાળકને **નારંગી, જામફળ** અને **સીતાફળ**નાં નામ શીખવવાનાં છે, તો તે શીખવવાની રીત નીચે પ્રમાણે છે.

**૧લું પદ.** હાથમાં નારંગી, જામફળ અને સીતાફળને વારા ફરતી લઈ શિક્ષક કહે, "આ નારંગી." "આ જામફળ." "આ સીતાફળ." ( જરૂર લાગે તેટલીવાર આ પ્રમાણે ફેર ફેરવીને કહે ).

**૨જું પદ.** પછી શિક્ષક પુછે, "નારંગી કયું ?" "જામફળ કયું ?" "સીતાફળ કયું ?"

**૩જું પદ.** પછી શિક્ષક એક એક ફળ લઈને પુછે, "આનું નામ શું ?" "આનું નામ શું ?" વગેરે.

બીજા પદનો બરાબર ઉત્તર આપી શકે પછી જ બાળકને ત્રીજા પદમાં લઈ જવું જોઈએ. બીજું પદ છોડી તુરત જો શિક્ષક પુછવા માંડે કે આનું નામ શું —આનું નામ શું— તો ઘણા બાળકો તેનો જવાબ નહિ આપી શકે. ફક્ત તીવ્ર બુદ્ધિવાળા બાળકો કે જેઓ બીજા પદમાંથી જલ્દી પસાર થવાની શક્તિ ધરાવતા હોય તેઓ જ સાચો જવાબ આપી શકશે.

ઘણીવાર આપણને ઘરમાં અનુભવ થાય છે કે બાળકને ખુરશી અથવા છત્રી બતાવીને પુછીએ કે "આ **શું** ?" તો તે તેનો ઉત્તર આપી શકતું નથી પણ "ખુરશી બતાવ" "છત્રી બતાવ" એમ કહીએ તો તે તેને બતાવી શકે છે. જ્યારે બાળકો આ સ્થિતિમાં હોય છે, ત્યારે તેઓ તે શબ્દોના નામ–શિક્ષણમાં બીજા પદમાં હોય છે.

સેગ્વિનના આ અનુભવનો આપણે અનેક રીતે ઉપયોગ કરીને શીખવવામાં સરલતા દાખલ કરી શકીએ.